અમ એજ જીવિત, એજ મૃત્યુ, એજ અશ્રુ ને અમી,
જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી !

## શિકારીને.

અનુષ્ટુપ્

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું,
ઘટે ના ક્રૂરતા આની, વિશ્વ આશ્રમ સન્તનું;
પંખીડાં, ફુલડાં રૂડાં, લતા આ ઝરણાં, તરૂ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં, વિશ્વ સૌન્દર્ય કુમળું.
તીરથી મારવા પક્ષી, વ્યર્થ આ ક્રૂરતા મથે,
તીરથી પક્ષી તો ના ના, કિન્તુ સ્થૂળ મળી શકે.
પક્ષીને પામવાને તો, છાનો તું શુણ ગીતને,
પક્ષી ત્હેના પ્રભુ સાથે, હયામાં મળશે ત્હને.
સૌન્દર્યો વેડફી દેતાં, ના ના સુંદરતા મળે,
સૌન્દર્યો પામતા પ્હેલાં, સૌન્દર્ય બનવું પડે.
સૌન્દર્યે ખેલવું, એ તો, પ્રભુનો ઉપયોગ છે.
પોષવું, પૂજવું એને એ એનો ઉપભોગ છે.
રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું,
બધે છે આર્દ્રતા છાઇ, ત્હેમાં કૈં ભળવું ભલું.

## ખબરદાર.

### ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત ! (ધ્રુવ)
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમશીશ;
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ ! —
અમારી ગુણવંતી ગુજરાત

મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ;
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલોલ !—
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરિયે જાત !—
અમારી ગુણવંતી ગુજરાત !

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ ત્હારી છાંય !—
અમારી ગુણવંતી ગુજરાત !

સરસરિતા રસભર અમી ઝરણાં, રત્નાકર ભરપૂર;
પુણ્યભૂમિ ફળ ફુલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર ?—
અમારી ગુણવંતી ગુજરાત !

હિન્દુ મુસલમાન, પારસી સર્વે, માત ? અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ !—
અમારી ગુણવંતી ગુજરાત !

ઉર પ્રભાતસમાં અજવાળી, ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરિયે જયજયકાર !—
અમારી ગુણવંતી ગુજરાત !

નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત !

---

## મ. ર. ભટ. ( કાન્ત )

## મહેમાનોને.

મહેમાનો ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જો.
દિન ચર્યામાં પ્રભુ પાસે પણ થાય;
મહેમાનો ! ઓ વ્હાલાં ! ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિશૃંગોના વસનારા ત્હમે;

ઉતર્યા રંકઘરે, શો પુણ્ય પ્રભાવ જો
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લાધો લલિત ઉતરેનો લ્હાવ જો;
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

---

## ન્હાનાલાલ દલપતરામ કવિ.

### વીરની વિદાય.

મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવો જી રણવાટ,
આભ ધ્રૂજે ધરણી ધમધમે, રાજ !
ઘેરા ઘોરે શંખનાદ;
દુંદુભિ બોલે મહારાજનાં, હો !
સામન્તના વીરવાદ;
મ્હારા કેસરભીના કંથ હો !
આંગણ રણધ્વજ રોપીઓ હો !
કુંજર ડોલે દ્વાર;
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર;
મ્હારા કેસરભીના કન્થ હો !
પુર પડે, દેશ ડુલતા હો !
ડગમગતી મ્હોલાત;
કીર્તિ કેરી કારમી, રાજ !
એક અખંડિત ભાત;
મ્હારા કેસરભીના કન્થ હો !
નાથ ! ચઢો રણઘોડલે રે,
હું ઘેર રહી ગુંથીશ;
બખ્તર વજ્રની સાંકળી હો !

ભર રણમાં પાઠવીશ.
મ્હારા કેસરભીના કન્થ હો !
સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરું રણમ્હોડ;
ખડગને માંડવ ખેલવા,
મ્હારે રણલીલાના કોડ;
મ્હારા કેસરભીના કન્થ હો !
આવતાં ઝાલીશ બાણને હો !
ઢાલે વાળીશ ઘાવ.
ઢાલ ફુટે મ્હારા ઉરમાં રાજ,
ઝીલીશ દુશ્મન દાવ;
મ્હારા કેસરભીના કન્થ હો !
એક વાટ રણવાસનીરે,
બીજી સિંહાસનવાટ,
ત્રીજી વાટ શોણિતની સરિને,
હો ! શૂરના સ્નાનનો ઘાટ;
મ્હારા કેસરભીના કંથ હો !
જયકલગીએ વળજો, પ્રીતમ !
ભીંજશું ફાગે ચીર,
નહિ તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીર;
મ્હારા ! કેસરભીના કંથ હો !
રાજમુગટ ! રણરાજવી હો !
રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ !
વાધો રણે, મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !

---

## જ. મ. બુચ (લલિત)

## અનેરી આશા.

૧

સ્મિતભરી સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે;
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશે, શાંતિમાં દુઃખડાં શમશે;

૨

સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે.
અડગ ધૈર્યને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.

૩

પોતાના પ્રિય દેશીજનનાં દુઃખ પરસ્પર ધરશે.
જન્મભૂમિનાં ભોળાં ભાંડું ભેળાં હળશે મળશે;
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુન્દર હિન્દ થશે.

૪

હિન્દજનો અર્ણવ ઘૂમવશે ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે, એની લલિત લીલા ખીલશે.

---

## દા. ખુ. બોટાદકર.

## પ્રેમ અને સત્કાર. (ગઝલ)

લખ્યું ત્હેં પત્રમાં પ્યારા "નથી સત્કાર મ્હેં કીધો,
ખબર વિવેકની મુજને, નથી તો તું ક્ષમા કરજે."
અહો ! સત્સ્નેહને અંગે સુહૃદ ! એ બોલવું છાજે !
ચહે જો પ્રેમ આદરને નહીં એ પ્રેમ પ્રેમીનો.
અખંડિત પ્રેમને બંધુ ! જરૂર શું હોય આદરની,
"પધારો આવજો બેસો" વૃથા એ વાદ શા સારૂ;

હૃદય સત્કાર જ્યાં થાતો, ઉભય ઉરમાં વિના માગ્યો,
નયન સત્કાર નવ ઇચ્છે, વદન સત્કાર શાને તો ?
વિનય રસના તણો એવો, બતાવે પ્રેમમાં ખામી,
પ્રપંચી કાજ રહેવા દો. ન ઇચ્છે પ્રેમના પાત્રો.
હશે દિલ પ્રેમનાં ભરિયાં, રહે જુદાં છતે સંગે,
વિનય સત્કારને એમાં, નથી અવકાશ મળવાનો.
પધારો એમ કહેવાથી, પધારે તે પધાર્યાનાં–
નિમંત્રણ પ્રેમીને શેનાં ? અનાદર પ્રેમીને શાનો ?
મળ્યાં છે ચિત્ત વિણ યત્ને, શરીર તો જોડવાં છે ક્યાં ?
કરે કર આપવો શાનો ? મને મન જ્યાં મળેલાં છે.
સુહૃદનું આગમન થાતાં, ઉઠે સત્કાર કરવાને,
અરે એ તો જનો જુઠા, ખરેખર બાહ્ય પ્રેમી તે.
ભલે એ થીંગડાં દેવાં, હજો અતિ ઇષ્ટ શિષ્ટોને,
સ્પૃહા સત્પ્રેમના ભોગી, જનો તે ત્હેની કયમ રાખે ?
વિનયની પૂરણી માગે, અધુરી તેટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા, નથી અધિકાર આદરને.



# કવિ પરિચય.

## નરસૈં મહેતો.

જુનાગઢનો વડનગરો નાગર બ્રાહ્મણ. ઈસ્વીસન ૧૪૧૫ થી ૧૪૮૧ માં એ થયો. નરસૈં નાનો હતો ને માબાપ મરી ગયાં, એટલે પિતરાઇ ભાઇને ત્યાં તે ઉછર્યો હતો. નાનપણથી સાધુ સંતનાં ટોળામાં ફરવાથી રળવાખપવા તરફ કે ઘર સંસાર ચલાવવા તરફ તેનું મન નહોતું. એકવાર ભોજાઇએ જરા આકરી ભાષામાં ઠપકો દીધો તેથી ઘર મૂકી તે ગોપનાથ મહાદેવના ધામ તરફ ચાલી ગયો. ત્યાં શિવારાધન કરતાં મહાદેવે શ્રીકૃષ્ણનાં દર્શન કરાવરાવી તેને ભક્તિ પ્રતિ પ્રેર્યો. ઘેર આવી સંસાર માંડયો, બેએક છોકરાં થયાં તોપણ વ્યવહાર કે રળવા તરફ વલણ ન થયું. સાધુઓમાં ને ભજનમંડળીઓમાં એકતાર રહેવું તથા શ્રીકૃષ્ણ ગાવા એજ અનન્ય લક્ષ બંધાઇ રહ્યું. ઢેડ ભક્તને ત્યાં ભજન કરવા જતાં પણ એને ભેદ–બાધ રહ્યો નહોતો. નાગરી નાતમાં અને લોકમાં તેની ભક્તિની અતિશયતાને લીધે નિંદા થઇ. જુનાગઢના રા'માંડલિક આગળ કેટલાક અદેખાઓએ તેની સામે જુવાન સ્ત્રી પુરુષોને કુમાર્ગે ઘસડી લઇ જવાની ફરિયાદ કરી. રા'માંડલિકે, મૂર્તિને ચઢાવેલો હાર જો શ્રીકૃષ્ણ સભા વચ્ચે આવીને તેને આપે તો જવા દેવો, નહિ તો સખત શિક્ષા કરવી, એમ કહી દરબારમાં આંતર્યો. નરસૈંએ હારમાળાનાં પદ એવા ભક્તિભાવથી ગાયાં કે, શ્રીકૃષ્ણે સભા વચ્ચે આવી તેને હાર પહેરાવ્યો. લોકોમાં શ્રીકૃષ્ણની તેના પરની ભક્તાધીનતાના આવા ચમત્કારોની બીજી પણ ઘણી વાતો ચાલે છે. કવિઓએ એના પિતાનું શ્રાદ્ધ, યાત્રાળુઓની હુંડીનો શામળશા રૂપે સ્વીકાર, છોકરા છોકરીનાં લગ્ન અને કુંવરબાઇનું મોસાળું વગેરે વગેરે શ્રીકૃષ્ણે જાતે આવી કરી આપેલાં, એવા ચમ-

ભક્તિ, ભક્તિ અને ભક્તિથી ભરપૂર છે તોપણ તેમાં શૃંગારાદિ બીજા રસો અને અલંકારો તથા જનતાને બોધક નીતિના અંશો પણ પુષ્કળ છે. એની ભક્તિનો ઉછાળો નૈસર્ગિક કાવ્ય રૂપે ગુર્જર વાઙ્મયમાં પાંચ સૈકાં થઇ જવા છતાં પણ, જેવો ને તેવોજ ભક્તોને તેમજ રસિકોને રસ તરબોળ કરતો રહ્યો છે.

## મીરાંબાઇ.

મીરાંબાઇ રજપૂતસ્થાનનાં એક રાજકુંવરી અને રાજરાણી હતાં, પરંતુ કયા રાજ્યનાં કુંવરી અને કયા રાજાનાં રાણી તે સંબંધી વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. જનવાર્ત્તામાં તો તે કુંભારાણાનાં રાણી હતાં, એમ કહેવાય છે. નાનપણથીજ મીરાંબાઇને શ્રીકૃષ્ણ ભક્તિની રઢ લાગી હતી. તેમણે શ્રીકૃષ્ણનેજ મનસા વાચા પોતાનો દેહ અર્પણ કરેલો હતો. લૌકિક રીતે રાણા સાથે તેમનાં લગ્ન થયાં. સાસરે જતાં સાસુએ કુળદેવીને નમન કરવાનું તેમને કહ્યું, પણ સાસુને તેમણે કહી દીધું કે, તે શ્રીકૃષ્ણ વગર બીજા દૈવતને માનતાં નથી. માતાના કહેવાથી રાણાએ તેમને દુહાગણ તરીકે જુદાં રાખ્યાં, પણ તેથી તો તે સામાં વધારે ખુશી થયાં. મહેલમાં શ્રીકૃષ્ણનું દેવસ્થાન બનાવી ત્યાં સાધુસંત સાથે તેમણે ભક્તિ કરનારી મંડળીઓ ભરવા માંડી. લોકમાં નિંદા થવા માંડી તેથી તેમનાં નણંદ એકવાર સમજાવવા ગયાં. નણંદને તેમણે શ્રીકૃષ્ણ સેવનનો ઉપદેશ કર્યો અને સાસુને પણ તેવુંજ કહેવરાવ્યું. રાણાએ તેમનું કાસલ કાઢવા કારી ઝેરનો પ્યાલો મોકલ્યો. મીરાંબાઈ શ્રીકૃષ્ણને ધરાવી તે પી ગયાં પણ કંઇ થયું નહિ. તે પછી રાણો ક્રોધે ભરાઇ એક વાર ખુલ્લી તલવારે તેમનો શિરચ્છેદ કરવા ગયો તો મીરાંનાં બે ચાર રૂપ તેની નજરે પડયાં, અને તેને ઝંખવાણા પડી પાછા ફરવું પડયું. તે પછી મીરાંબાઈ દ્વારકાં અને મથુરાં વગેરે શ્રીકૃષ્ણની ક્રીડાભૂમિઓમાં ફર્યાં. બધેજ ઠેકાણે પોતાની અનન્ય કૃષ્ણભક્તિની કવિતાઓથી ધાર્મિક જનતામાં પૂજ્ય થઇ પડયાં. એમ કહેવાય છે કે, દિગંતમાં એમની

કીર્તિ ગવાતી સાંભળીને રાણો આખરે તેમને તેડવા ગયો અને મીરાંબાઈ તેની સાથે સ્વદેશમાં આવી રહ્યાં. બીજા એમ કહે છે કે રાણા સાથે જવાની રજા લેવા તે શ્રીકૃષ્ણની મૂર્તિ આગળ ગયાં ત્યાં શ્રીકૃષ્ણે આલિંગન આપી તેમને પોતામાં સમાવી દીધાં.

મીરાંબાઇનો જીવનકાળ સન ૧૪૦૩ થી ૧૪૭૦ નો ગણાય છે. એમની શ્રીકૃષ્ણલીલાની ગરબીઓ ગુજરાતમાં એવી તો લોકપ્રિય થઇ પડેલી છે કે, જેની ઉપર આજ પાંચસો વર્ષ થયાં સ્ત્રીઓ અને રસિક જનો ઘેલાં ફરે છે. માઘ પંડિતે કહ્યું છે તેમ, એજ ખરેખરી રમણીયતા કહેવાય, કે જે પદેપદે કાવ્યમાં નવીનતા બતાવ્યા કરે. રાગ સ્ત્રીઓના, પતિ પ્રેમ પરાયણતાના, એક વિલાસી ને મોજલી સ્ત્રીના ભાવ તથા સ્ત્રીઓના મુખને શોભાવે અને માર્દવથી વાંચનાર સાંભળનારના હૃદયમાં સ્ત્રીત્વનું આબાદ ભાન કરાવે એવા મજેના શબ્દોથી મીરાંબાઇની કવિતા અને ગરબીઓ ગુજરાતમાં ઘેરેઘેર ગવાય છે, અને પ્રજાકીય આનંદના દિવસોમાં લોકને રસરોળ ઉડાવરાવે છે.

અખો કવિ.

અમદાવાદ પાસેના જેતલપુરનો વતની અખો, જાતે સોની હતો. એ સારો કારીગર હોવાથી અમદાવાદમાં રહેતો. ગુજરાતની પાદશાહી ટંકાશાળનો તે ઉપરી બન્યો હતો. નાનપણથીજ તે બ્રહ્મજિજ્ઞાસુ હતો અને જ્ઞાન મેળવવાના જે તે રીતે ધગસ રાખતો. એક બ્રાહ્મણીને તે પોતાની સગી બહેન સમાન ચહાતો હતો. એણે એકવાર થોડું સોનું લાવી આપી અખાને કંઠી કરી આપવાનું કહ્યું. અખાએ થોડું પોતાના ઘરનું સોનું ઉમેરી કંઠી કરી આપી, પણ લોકોએ પેલી બ્રાહ્મણીને 'સોની તો સગી બહેન હોય તો તેનું પણ સોનું કાઢી ખાય,' એવું કહી ભરમાવી. બાઇએ એ વાત અખાને જણાવી તેથી એને લોક ઉપર અભાવ આવ્યો. વળી બીજો એક એવો બનાવ બન્યો કે, ટંકશાળના નોકરોએ અમદાવાદના પાદશાહી સુબાને, 'અખો ચોખ્ખું સોનું કાઢી લઇ સિક્કામાં હલકી ધાતુઓ ભેળવે છે' એવી

ફરિયાદ કરી. સુબાએ અખાને કબજે લઇ તપાસ કરી તો, તે નિર્દોષ જણાયો. સુબાએ તેને છોડી દીધો પરંતુ અખાને તો સંસાર ઉપર એવો તિરસ્કાર છુટ્યો કે ઓજાર હતાં તે બધાં કુવામાં નાંખી દીધાં અને માલ મિલકત વેચી જ્ઞાનવૈરાગી બન્યો. જ્ઞાન મેળવવાને ગુરુ શોધવા તે યાત્રાએ નીકળ્યો. જેપુર વગેરે ઠેકાણે વૈષ્ણવ મહારાજોનો મેળાપ કર્યો તેથી એની જિજ્ઞાસા તૃપ્ત થઇ નહિ. તે કાશી ગયો અને ત્યાં ઘણા ઘણા વિદ્વાનોને મળ્યો, પણ મન માન્યું નહિ. આખરે એક સંન્યાસી જે વિદ્યાર્થીઓને વેદાંત ભણાવતા હતા તેમની પર્ણકુટિ પાછળ બેસીને તેણે વેદાંતનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. સ્વદેશ તરફ પાછા આવી જ્ઞાનનાં પદ અને કવિતાઓ તેણે કરવા માંડી. સહેલી અને લોકભાષામાં તે રચના કરતો અને સંસ્કૃતાદિક સાહિત્ય ભાષાને વળગી રહેવાનું પસંદ કરતો નહિ. સાદી ઉંડા અર્થ બોધવાળી અને સજડ અસર ઉપજાવે એવી ભાષામાં તે અટપટી વેદાંતની બ્રહ્મૈક્યતા ઉતારતો. એની કવિતામાં ઉંડું જ્ઞાન ભરેલું છે એટલું જ નહિ, પરંતુ પાખંડાદિ આળપંપાળ ધર્મ ઉપર તેણે સખત હથોડા ઠોક્યા છે. અખાનો કાળ સન ૧૬૧૫ થી ૧૬૭૫ નો ગણાય છે.

**પ્રેમાનંદ ભટ્ટ.**

પ્રેમાનંદ વડોદરાના રહેવાસી ચોરાસી મેવાડા બ્રાહ્મણ હતા. એમને નાનપણમાં નિરાધાર મૂકી એમનાં માબાપ મરી ગયાં હતાં. એમ કહેવાય છે કે, પંદર સત્તર વર્ષ સુધી તો તે કંઇ ભણ્યાગણ્યા નહોતા. એક સંતની સેવા કરતાં એમને તેના આશીર્વાદથી કવિત્વશક્તિ પ્રાપ્ત થઇ હતી. વિશ્વસનીય હકીકત તો એવી છે કે, ગરીબ પણ બુદ્ધિશાળી હોવાથી કામનાથ મહાદેવમાં રહેતા એક ગુજરાતી સંન્યાસીએ તેમને પોતાની પાસે રાખી સંસ્કૃત અને હિંદીનો અભ્યાસ કરાવ્યો હતો. એમનાં કાવ્યોમાં જે વિદ્વત્તા દર્શન દે છે, તે સંસ્કૃતનો અભ્યાસ કરેલો તેની સાક્ષી આપે છે. એ જ સંન્યાસી સાથે પ્રેમાનંદ આખા હિંદુસ્તાનની યાત્રાએ જઇ આવ્યા હતા.

અભ્યાસ અને દેશાટન એઉ તેમને દ્વિતીયાશ્રમમાં દાખલ થતાં બહુજ ઉપકારી થઇ પડયાં.

જીવનની શરૂઆત તેમણે માણભટ્ટ–વ્યાસ–કથાકાર તરીકે કરી. તેમાં ઉત્તરોત્તર ફતેહ મળતી ગઇ. મહાભારત, રામાયણ, અને પુરાણોના કેટલાક ભાગો અને રસદાર પ્રસંગોનાં આખ્યાનો જાતે બનાવી તેમણે કથાઓ કરવા માંડી. પુરાણીઓ અને શાસ્ત્રીલોકો સાથે એમને કથાવાર્ત્તામાં સ્પર્દ્ધા થઇ,તેમાંથી ગુજરાતી ભાષા કે જેની દખ્ખણીઓ અને હિંદી જાણનારાઓ મશ્કરીઓ કરતા હતા તેની સમૃદ્ધિ વધારવાનું પ્રેમાનંદને અભિમાન ઉત્પન્ન થયું.માતૃભાષા ગુજરાતીને સમૃદ્ધ કરતા સુધી તેમણે પાઘડી નહિ બાંધવાની બાધા રાખી. આ વાત ખરી હો કે નહિ, પરંતુ સૌથી વિશેષ કાર્ય તેમણે કરી બતાવ્યું. ગુર્જર વાઙમયમાં તેમના લખાણનો જથો સૌથી મોટો અને અલબત બહુ સારો છે. એમણે સંસ્કૃત સાહિત્યનું સૌથી સરસ દોહન કર્યું છે, એમ અભિમાન સાથે આપણે કહીશું.

કથાકાર તરીકે, તેમજ ગુજરાતી ભાષાના એક અચ્છા કવિ તરીકે તેઓ તેમની હયાતીમાંજ ગુજરાતમાં સર્વત્ર પ્રખ્યાત થયા હતા. મોટા મોટા વિદ્વાનો અને કવિતાનું જ્ઞાન લેવાની ઇચ્છાવાળા તેમની મંડળીમાં આવતા. વળી ઘણા જુવાનિયા તેમના શિષ્ય બન્યા હતા. તેમણે પણ ગુજરાતી ભાષામાં કાવ્યો લખ્યાં છે. પ્રેમાનંદના પુત્ર વલ્લભે પણ કાવ્યોની રેલછેલ ચલાવી હતી. પ્રેમાનંદે પોતાની વૃત્તિ અને વિદ્વત્તાથી જેમ પ્રસિદ્ધિ મેળવી તેમ ધન અને લોકપ્રીતિ સાથે પ્રતિષ્ઠા પણ ઠીક પ્રાપ્ત કરી હતી. અમદાવાદ તરફ તે વખતે શામળ કવિ વાર્ત્તા સાહિત્યની રેલછેલ ચલાવતા હતા. શામળ પ્રેમાનંદ વચ્ચે કેટલાક કહે છે કે, કડવી સ્પર્દ્ધા ચાલતી હતી, પરંતુ તેઓનાં કાવ્યોમાં કહિં આકરી કડવાશના ઇશારા નથી. માત્ર પ્રેમાનંદ પુત્ર વલ્લભની કવિતામાં શામળ તરફ કડવાશ બતાવાઇ છે. પ્રેમાનંદ સુરત અને નંદરબાર તરફ પૂજાતા અને ત્યાંથી એમને સારો આશ્રય પણ મળ્યો

હતો. એમનો જીવન કાળ ઇસ્વીસન ૧૬૩૫ થી ૧૭૩૦ લગીનો હોઇ આયુષ્યે પણ તેમને યારી આપી હતી. લગભગ ૯૫ વર્ષની ઉમ્મરે ધન, પુત્ર, પ્રતિષ્ઠા અને ઉજ્જવળ યશ મૂકી તેઓ જીવનની સફળતા સાથે સ્વર્ગે સિધાવ્યા.

શામળભટ્ટ.

અમદાવાદનાજ એક પરાના—એટલે વેગણપર—હાલના ગોમતીપરના રહેવાસી શામળભટ્ટ, જાતે શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતા. તે સંસ્કૃત, હિંદી, વ્રજ અને ફારસી વગેરે ભાષાઓ ભણ્યા હતા. જીવનની શરૂઆત તેમણે સંસ્કૃત પુરાણોની કથાથી કરી હતી. કથા કરવા માટે તે ઘણે ઠેકાણે ગયા પણ કોઇ ઠેકાણે જોઇએ તેવી ફતેહ મળી નહિ. વંશ પરંપરાના હકવાળા પુરાણીઓ તેમની વિદ્વત્તાને લીધે દ્વેષે ભરાઇ એમની કથાનું જ્યાં ત્યાં ખંડન કરવા લાગ્યા. શામળભટ્ટે પુરાણીઓને હઠાવવા માટે પુરાણની કથાઓ છોડી દઇ કવિતામાં વાર્તાઓ ગુંથી તે લલકારવાનો રસ્તો લીધો અને તેમાં ફતેહ પામ્યા.

એમ પણ કહેવાય છે કે, એક ઠેકાણે શામળભટ્ટ સંસ્કૃતની કથા કરતા હતા તેવામાં ભવાઇઆનું ટોળું આવ્યું. તેણે ભવાઇની શરૂઆત કરી. કથામાં બેઠેલા શ્રોતાઓ ઉઠી ઉઠીને ભવાઇ જોવા જતા રહ્યા અને બીજે દહાડે તો કથામાં કોઇ આવ્યુંજ નહિ. આથી શામળભટ્ટને રીસ ચઢી અને તેમણે લોકને જોઇતાં શૃંગારરસ અને ગમ્મત આપવા માટે વાર્તાઓ બનાવવાનો રસ્તો લીધો. શામળભટ્ટની રસિક વાર્તાઓ જોતજોતામાં ગામે ગામ પ્રસરી ગઇ. માતરના રખીદાસ નામના એક ધનાઢ્ય પાટીદારે તેમને પોતાને ત્યાં બોલાવી તથા આશ્રય આપી વાર્તાઓ વગેરે બનાવવાનું ઉત્તેજન આપ્યું. શામળભટ્ટે રખીદાસના આશ્રયનો બદલો તેનું નામ સાહિત્યના આશ્રયદાતા તરીકે અમર કરીને વાળી આપ્યો. ગુજરાતમાં તે વખતે શું રાજાઓ નહોતા ? ના, હતા, પણ રખીદાસના જેવા રસિક

કે સાહિત્ય પ્રેમી નહોતા—એટલે તેમનાં નામ ક્યાંહિં ભુંસાઇ ગયાં અને શામળને આશ્રયે રખીદાસ જેવો એક ઉદાર પાટીદાર અમર થઇ ગયો. શામળભટ્ટની કવિતાઓ નવે રસથી પૂર્ણ અને વાંચનાર સાંભળનારને રસ તલ્લીન કરે એવી છટાદાર છે. વાર્તાઓ ઉપરાંત તેમણે પ્રકીર્ણ કાવ્યો અને લોકમાં ચાલતી નીતિરીતિ તથા લૌકિક વ્યવહારની ઉત્તમ કવિતાઓ કરેલી છે. સૌથી મોટું માન તો તેમની નીતિબોધક ઠોકદાર કવિતાઓને ઘટે છે, કે જે તેમણે વાર્તાઓના પ્રસંગોમાં અસર ઉપજાવે તેવી રીતે ગોઠવી દીધેલી છે. આ નીતિ-બોધક–શિક્ષણીય કવિતાઓ તેમણે લોકને આવડતા છપ્પાઓમાં રચેલી છે. 'છપ્પા તો શામળભટ્ટના' એવી કહેતી થઈ ગઇ છે. સંસાર સુધારક અને નીતિબોધક તરીકે શામળનું સ્થાન અદ્વિતીય છે. નવા યુગની શરૂઆતમાં કેટલાકે તેમની કવિતાને શૃંગારને આગળ ધરી અવગણી હતી, પરંતુ રસજ્ઞ અને વિદ્વાન વિવેચક સ્વ. ગોવર્ધનરામે તેમની કવિતાને ઉચ્ચ પ્રકારની કવિતા કહી, તેમણે કરેલા લોક સુ-ધારાના યત્નને માટે ખરેખરી લાગણી દર્શાવી છે. પઠનપાઠનનો જે વખતે લગભગ અભાવ હતો અને લોકો અજ્ઞાનમાં બુડી ગયેલા હોઇ ગતાનુગતિક બુરા રિવાજોમાં સબડતા હતા તે વખતે, શામળ ભટ્ટે સુધારાના જે વિચાર દર્શાવ્યા છે તે ખરેખર સ્તુતિપાત્રજ છે.

શામળભટ્ટનો કાળ સન ૧૬૪૦ થી ૧૭૨૫–૩૦ નો–પ્રેમાનંદ ભટ્ટ સાથેજ ગણાય છે. તે પણુ પ્રેમાનંદની માફક સુખી હતા. તે-મના પિતાનું નામ વીરેશ્વર, માતાનું નામ આનંદીબાઇ અને પુ-ત્રનું નામ પુરુષોત્તમ હતું. પુરુષોત્તમ અંગનો વિકળ અને મગજનો ભમેલ હતો.

### ભોજો ભગત.

ભોજો અથવા ભોજલ–અસલ ગુજરાતના કાઠિયાવાડ જઇ રહેલા કણુબી કુટુંબમાં સન ૧૭૮૫ માં જન્મ્યો હતો. બાર વર્ષ લગી તે માત્ર દૂધ ઉપરજ રહ્યો હતો. તે બાદ એક સંતે તેને

ભક્તિનો ઉપદેશ કરી અન્ન લતો કર્યો. એનું કુટુંબ અને એ પોતે તદ્દન નિરક્ષક હતાં, તેમ છતાં તેનામાં નૈસર્ગિક કવિત્વશક્તિ હતી. લોકોપદેશમાં તેની કવિતા ચમચમતા ચાબખાને રૂપે પ્રવર્તેલી છે. આ દેશના તેમજ પરદેશી વિદ્વાનો કહેતા આવેલા છે કે, કવિત્વને ભણવાની કે અભ્યાસની જરૂર નથી. એ તો—

The gift inborn છે; અને વળી Culture does not teach one to write poetry, and education generally, in techanical sense chokes rather than stimulates imagination. The gift for poignant expression and for fine construction is inborn.

પંચકાવ્યમાં અર્થગૌરવ માટે વખણાયેલો ભારવિ કવિ પણ આમજ કહી ગયેલો છે; અને ભોજા ભગતમાં તે આપણે બરોબર જોઇ શકીએ છીએ. તે બિચારો પદ અને ચાબખા બનાવતો પણ લખતાં આવડતું નહિ તેથી તે મોઢેજ રાખતો, જ્યારે કોઇ લખનાર ઉતારી લે ત્યારે લખાવતો. એની ભાષા સાંભળનાર ઉપર જબ્બર અસર કરતી. દુનિયામાં ચાલતા ઢોંગસાંગને ઝાટકી નાંખવામાં પણ તે મણા રાખતો નહિ. એના કવિત્વને પ્રભાવે કાઠિયાવાડમાંજ નહિ, પરંતુ ગુજરાતમાં પણ ઘણા લોકો એના શિષ્ય અને ભક્ત બન્યા હતા. બીજા આચાર્યોની પેઠે એણે જો ધાર્યું હોત તો તે પોતાનો એક સંપ્રદાય સ્થાપી શકયો હોત.

સદસદ્વિવેક બુદ્ધિ હોવી અને સદ્વસ્તુ તથા સદાચાર તરફ પ્રવૃત્તિ થવી, એ પણ નૈસર્ગિક છે. સંસાર સુધારો, અને બીજી કેટલીક ઘર ઘાલી બેઠેલી બદીઓ અને રિવાજોને તેણે જડમૂળ ઉખડી જાય એવા સખત ચાબખા લગાવ્યા છે. અભણ હોવા છતાં એની ભાષા કોઈ રીતે ખરાબ કે ગામડિયા નથી. એના વિષયજ એવા હતા, કે જેને એની ભાષા બંધબેસતી કહેવાય.

એણે બારેક વર્ષ લગી તપ કર્યું હતું અને એ તપના પ્રભાવે એનામાં કંઇક ચમત્કારી યોગશક્તિ આવી હતી એમ કહેવાય છે. આની પુરવારીરૂપ અમરેલીમાં બનેલો એક બનાવ ઉલ્લેખાય છે. એક ગાયકવાડી અમલદારે તેનું સત્ય–યોગશક્તિ જોવા માટે તેને પકડી કોટડીમાં પુરી રાખ્યો. એને નિયમિત ખોરાક આપવામાં આવતો અને તે બધોએ ખાઇ જતો, પરંતુ પંદર વીસ દિવસ લગી તેને મળમૂત્રની હાજત થઈ નહિ. અમલદારે તેને છુટો કરી પોતાને બોધ કરવા વિનવ્યો. તેણે પ્રથમ તો તેમ કરવાની ના પાડી, પરંતુ પછી આગ્રહને વશ થઇ તે અમલદારને સંબોધી તેણે કેટલાક ચાબખા રચી કાઢયા. ઉદાર દિલના અમલદારે તેનો બોધ અંગીકાર કર્યો. એ સન ૧૮૫૦ માં પંચત્વ પામ્યો. ગુજરાત કાઠિયાવાડમાં એના ભક્તો છે એટલુંજ નહિ, પરંતુ વીરપુરમાં એની પાદુકાની એક દેરડી છે અને એના અનુયાયીઓ ત્યાં ભજન મંડળીઓ ભરે છે તથા પાદુકાનું પૂજન કરે છે.

દયારામ કવિ.

પ્રાચીન કવિઓમાં છેલ્લા દયારામભાઇ આવે છે. નર્મદાતીરે ચાંદોદમાં એમનો જન્મ સન ૧૭૬૭ માં થયો હતો. એ જાતે સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. એમનાં માબાપ એ તેરેક વર્ષના હતા ત્યારે મરણ પામ્યાં હતાં. તે વખતને યોગ્ય ગુજરાતી અને હિંદી કેળવણી તેમણે લીધી હતી. સંસ્કૃત શીખવવાનો તેમના પિતાનો વિચાર હતો એટલામાં તેમનું મરણ થવાથી દયારામ–દયાશંકર—સંસ્કૃત શિક્ષણથી બેનસીબ રહી ગયા. અવસ્થા ગરીબ અને માસીને ઘેર ઉછરવાનું એટલે ભણવાના કાળમાંજ તે ઉદ્દંડ થઇ ગયા અને કન્યા મળી નહિ. જુવાનિયાઓ સાથે મશ્કરી ઠઠ્ઠામાં એક સોની અને સોનારણથી જરાક ઠપકાયા. એમને પણ એક સંન્યાસીના મેળાપથી કવિતા કરવાનો રસ ચઢયો હતો. મૂળે ફક્કડભાઇ, નર્મદાતીરની શૃંગારમસ્ત પ્રજામાં વાસ અને

જુવાની એટલે દયારામ કવિતામાં પણ એવાજ રસિક અને શૃંગારપોષક કવિ બન્યા. નાતનો—અરે—બ્રાહ્મણવર્ગનો શિવધર્મ મૂકી વિલાસી વૈષ્ણવ ધર્મમાં તે ભળ્યા. શ્રીકૃષ્ણની લીલાઓનો રંગ તેમણે કવિતાઓમાં અને કંઇક વર્તનમાં પણ ઉતારવા માંડયો. કવિત્વ શક્તિ અને બુદ્ધિ તેજ હોવાથી કવિતાઓમાં એમણે ઉચ્ચસ્થાન મેળવ્યું. ગુજરાતની સ્ત્રીઓમાં એમની રાધાકૃષ્ણ વિહારની ગરબીઓએ મીરાં અને નરસૈંને પણ ભુલાવ્યાં, એમ કહીએ તો ખોટું નથી.

શ્રીકૃષ્ણની ભક્તિમાં દયારામ તલ્લીન રહેતા અને જેવા તે કવિ હતા તેવાજ ગાવા બજાવવામાં એક્કો હતા. વાદિત્ર ઉપરનો તેમનો કાબુ ઉસ્તાદોને પણ કોરે બેસાડે એવો અદ્વિતીય હતો. એમ કહેવાય છે કે, એકવાર રાતને વખતે એ અને એમના સાથીઓ સેલ કરતાં ફરતા ફરતા રાજમહેલ આગળ જઇ ચઢયા. રાજમહેલમાં તે વખતે મેળાવડો હોઇ નાચ અને ગાયન થતું હતું. રસ્તા ઉપર લોકો તે સાંભળવાને ભેગા થયા હતા. દયારામ પણ થોડીવાર ત્યાં થોભ્યા, દરમિયાન એક સરદારની પાલખી આવી ને સરદાર ટોળા વચ્ચે થઈ મહેલમાં ગયા, સરદારનું દયારામભાઈ પાસે થઇને જવાનું થતાં દયારામને એમ કહેતા તેણે સાંભળ્યા કે " નરઘાવાળાને અંગુઠે દરદ છે અને ઠોક બરોબર પડતો નથી. " પેલા સરદારે ઉપર જઇ તપાસ કરી તો દયારામના કહેવા પ્રમાણે ખરેખર તબલચીને અંગુઠે દિવસના જરા છરી બેસી ગયેલી જણાઇ. નીચે તજવીજ કરાવી, પરંતુ દયારામ તો ત્યાંથી ચાલી ગયેલા હતા. સીતાર લઇ જે વખતે દયારામ કૃષ્ણલીલાનાં પદ ગાવા માંડતા તે વખતે શ્રોતાઓ પુતળાની માફક દિઙ્મૂઢ થઇ જતા. એમની ગાવા બજાવવાની ઉસ્તાદી માટે આવી ઘણી વાતો છે, પરંતુ અહિં તે આપવાનું સ્થાન નથી.

દયારામ શ્રદ્ધાળુ હોઇ હિંદુસ્તાનની યાત્રાએ નીકળ્યા હતા. તેમાં એમને 'ઠગો'ની લુંટ અને ક્રૂરતાનો દુઃખદ અનુભવ થયો

હતો. ઠગો તેમના જેવા યાત્રાળુ બની તેમની સાથે ચાલ્યા ને જ્યાં લાગ આવ્યો ત્યાં એમની ઉપર વાઘની માફક તૂટી પડયા. ત્રણ યાત્રાળુના પ્રાણ લીધા અને દયારામ તથા બીજાઓને કેદ કરી પોતાની સાથે લઇ ચાલ્યા. છૂટકારા માટે દયારામ પાસે તેમણે મોટી રકમ માગી, પણ મૂળે ગરીબ અને તેમાં વળી ખરચાળ ફક્કડભાઇ રકમ ક્યાંથી આપે ? ઠગોએ તેમને એક ગામથી બીજે ને બીજેથી ત્રીજે ફેરવ્યા પછી આખરે બ્રાહ્મણ જાણી છોડી દીધા.

વૈષ્ણવ મહારાજાઓ સાથે પણ અખાની માફક દયારામને એકાદ બેવાર મતભેદ પડ્યો હતો. દયારામ તેમાં પોતાના મતને વળગી રહ્યા હતા. એમનું જીવન અવલકુંવારું ગયું હતું. એક ભક્ત સોનારણ હમેશ તેમની સાથે ઘરમાં રહેતી. એ બાઇ અને દયારામ માટે સારું બોલાતું નહિ; પરંતુ એટલું તો ખરું છે કે, એ બાઇએ દયારામની મરણપર્યંત ખૂબ સેવાચાકરી બજાવી હતી. દયારામની પાઘડી ઉપર પાંચ રૂપિયાથી ઓછો કસુંબો કદી ચઢયો નથી. એ જાતે રસોઇ કરી જમતા. પાછલી વયમાં તેમણે લાંબો મંદવાડ ભોગવ્યો હતો અને જો કે દુઃખદ દરદથી પીડાતા હોવા છતાં પણ, પોતાના નિત્યમાં અને ભજનમાં હમેશ નિયમિત રહેતા હતા. એમની કવિતા અને ગરબીઓ ગુજરાતમાં ઘેરઘેર વંચાય અને ગવાય છે. રાધાનું હૃદય અને એક મોજી પતિપરાયણ પણ છુટા બોલી સ્ત્રીના ભાવ, તેમણે એવા તો આબાદ આલેખ્યા છે કે, કોઇ પણ રસજ્ઞ તેને ધન્યવાદ આપ્યા વગર રહે નહિ.

એમનું અવસાન ઇસ્વીસન ૧૮૫૨ માં થયું—એટલે કે ઉત્તર ગુજરાતમાં દલપતરામ કવિનો ઉદય થયો અને ગાયકવાડી પ્રદેશનો કવિસૂર આથમ્યો. એમના ચરિત ઉપર સ્વ. ઇચ્છારામ સૂ. દેશાઈ પ્રભૃતિ બીજા ઘણા વિદ્વાનોએ નિબંધો લખ્યા છે. જિજ્ઞાસુને અમે તે જોઇ જવા સૂચવીશું.

**ધીરો ભગત.**

મહી નદીના કિનારાપર આવેલા ગોઠડા ગામનો એ બ્રહ્મભાટ હતો. ભાદરવાના રાજા તરફથી 'તોરણ ઘોડાને' નામે લમનું દાપું તેને મળતું. વળી ખેતરો વગેરે હોવાથી તે પૈસે ટકે સુખી હતો. એ કંઇક સહેજ ભણેલો હશે. કાફીઓ બનાવી વાંસની ભુંગળીમાં ઘાલી તે મહી નદીમાં તરતી મૂકી દેતો. એને પણ મોટી શિષ્ય મંડળી હતી. જેમ શામળના છપ્પા તેમ એની કાફીઓ ગુજરાતમાં વખણાય છે.

**બ્રહ્માનંદ.**

સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓમાં બ્રહ્માનંદ અગ્રપદે બિરાજે છે. એનું નામ લાડુ બારોટ હતું. ડુંગરપુર પાસેના એક નાના ગામમાં એનો જન્મ થયો હતો. ભુજમાં તે ઘણો વખત રહ્યો હતો. બારોટ હોવાથી કવિતા તો તેને જન્મથી આવડતી. કચ્છમાંથી કાઠિયાવાડમાં ઉતરી એ ગઢડે ગયો અને સ્વામિનારાયણ સંપ્રદાયમાં ભળ્યો. ત્યાં તે બહુ સારી રીતે પ્રસિદ્ધ થયો. એની કવિતા પણ ત્યાંજ ખીલી નીકળી. મૂળીના સ્વામીનારાયણ મંદિરનો તે મહંત થયો હતો અને ત્યાંજ સને ૧૮૪૯ માં મરણ પામ્યો હતો. બ્રહ્માનંદનાં પદ અને ગરબીઓ મીરાં તથા દયારામના જેવાંજ રસિક ને લોકપ્રિય છે.

**દલપતરામ.**

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઇ. જાતે શ્રીમાળી બ્રાહ્મણ, વઢવાણના વતની હતા. એમનો જન્મ સન ૧૮૨૦ અને મૃત્યુ ૧૮૯૮માં થયું હતું. નવા ગુજરાતી સાહિત્યના એ આદિ કવિ છે. બ્રિટિશ રાજ્ય અને કેળવણીની શરૂઆતના વખતમાં દેશને શું જોઇએ છીએ? તે બરોબર સમજવામાં એમનું કવિત્વ અને કલમ સફળ થયાં છે. રાજા પ્રજા બેઉને રુચિકર અને સમયને યોગ્ય ઉપદેશ

કરવામાં એમણે ગુજરાતની, ગુજરાતીઓની અને ગુજરાતી સાહિત્યની જે સેવા બજાવી છે તેની કિમ્મત અંકાય તેમ છે જ નહિ.

**નર્મદાશંકર.**

સન ૧૮૩૩–૧૮૮૬–સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ. ગુજરાતમાં પ્રકટેલ નવા સાહિત્ય અને અંગ્રેજી કેળવણીના અગ્રેસર. પ્રેમ શૌર્યની જુસ્સાદાર તથા સંસાર સુધારાની ચમકી લાગે એવી કવિતાઓ, કોષ, વ્યાકરણ, અલંકાર, નિબંધ અને ઇતિહાસ વગેરે કેળવણીને ઉપયોગી પુસ્તકોના કર્તા. ગુજરાતને સાહિત્ય પ્રતિ જાગ્રત કરનાર તેજસ્વી લેખક અને કવિ.

**ગોવર્ધનરામ.**

જન્મ સન ૧૮૫૫ મરણ ૧૯૦૭. નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ. ગુજરાતના એક અગ્રેસર નવલકથાકાર, એમની સ્નેહમુદ્રા, પ્રકીર્ણ કવિતાઓ તથા તત્વજ્ઞાન પરના લેખો, નિબંધો ચારતો વિવેચનો વગેરે લેખો નવા સાહિત્યમાં ઉચ્ચસ્થાન શોભાવે છે.

**કલાપી.**

જન્મ ૧૮૭૪ મરણ ૧૯૦૦–ભાવનગરના ગોહિલ રજપૂત. રાજવંશી. એમની કવિતાઓ અને લેખો ગુજરાતમાં બહુ લોકપ્રિય થઇ પડેલા છે; અને ઇશ્વરે આયુષ્યને યારી આપી હોત તો ગુર્જર સાહિત્ય કલાપ તેમણે ખરેખર કલાપીના જેવોજ બહુરંગી ને રમ્ય બનાવ્યો હોત.

**નરસિંહરાવ.**

જન્મ ૧૮૫૯ અમદાવાદના વડનગરા નાગર ગૃહસ્થ. એમનો જન્મ કાવ્ય સાહિત્યની પરંપરાવાળા કુટુંબમાં થયેલો છે. પોતે અંગ્રેજી સંસ્કૃતમાં નિષ્ણાત હોવા ઉપરાંત ગુજરાતી ભાષા અને કવિતાના–કવિતાની નવીજ ઢબછબના અગ્રણી છે. વર્તમાન કવિઓમાં એ નવા યુગના આદિ કવિ અને ભાષાશાસ્ત્રી છે. એમનાં પુસ્તકો ગુજરાતમાં મોટા ભાવથી વંચાય છે.

ખબરદાર.

જન્મ ૧૮૮૨—આ પારસી ગૃહસ્થે પોતાની શુદ્ધ ગુજરાતી ભાષા અને રસિક કાવતાઓથી હિંદુ ગુજરાતીઓને છક કરી નાંખ્યા છે. એમની કવિતાઓમાં માતૃભૂમિની–ગરવી ગુજરાતની કવિતા તો દ્વારકાથી ખાનદેશ અને મુંબાઇથી આણુ લગી જાહેર મેળાવડાઓની નાન્દી રૂપ બની રહી છે.

મણિશંકર રત્નજી.

૧૮૬૮–૧૯૨૩. કાઠિયાવાડના પ્રશ્નોરા નાગર. એ મુંબાઇ યુનિવરસીટીના બી. એ. અને સાહિત્યના બહુ ઉંડા અભ્યાસી હતા. વડોદરા, મુંબાઈ અને કાઠિયાવાડમાં એમણે પોતાની વિદ્વત્તાની છાપ પાડી હતી. કવિતાઓ અને ગદ્ય લેખો તેમણે બહુ મનનીય વિચારોથી લખ્યા છે.

નાનાલાલ.

કવીશ્વર દલપતરામના નાના પુત્ર ભાઇ નાનાલાલ જુવાન કવિઓમાં સૌથી આગળ પડતા અને નવી ઢબછબની હોવા છતાં રસિક, લલિત શબ્દોવાળી અને ઉંડાં ઐતિહાસિક તેમજ વ્યાવહારિક ચિત્ર ચરિતો આંકતી તેમની કવિતા ગુજરાતમાં એમને અણમાગ્યું કવિપદ અપાવા સમર્થ થઇ છે, એટલે વિશેપ શું લખવું! હજી તે પૂર્ણ બહારમાં છે અને એમની કવિતાનો વસંત હજી વધારે સુવાસ ફેલાવવાની આશા ભર્યો છે.

જન્મશંકરઃ—

આ જુનાગઢના નાગર કવિ, 'લલિત,' નામને યોગ્ય મીઠાં, ગાવા જેવાંજ ગાયનો સાથે પ્રાસંગિક કવિતાઓ બનાવી રહેલા છે. હજી પણ લલિત કાવ્યોથી વધારે ગુર્જ્જર સાહિત્યને તે સમૃદ્ધ કરે એવા ઉમંગમાં છે.

# સમજુતી--ટીકા.

પા. લીટી.

નળાખ્યાન-નલ+આખ્યાન-કથા. નિષધ દેશનો રાજા નળ, વિદર્ભ દેશના રાજા ભીમકની કુંવરી દમયંતીને પરણ્યો હતો. સ્વયંવરમાં દમયંતીએ નળને પસંદ કર્યો તેથી દેવતાઓ ચિઢાયા. તેમણે કલિ—( દુષ્ટવૃત્તિ )ને પ્રેરી નળના કાકાનો છોકરો પુષ્કર વનમાં તપ કરતો હતો તેને નળ સાથે જુગટું રમી તેનું સર્વસ્વ હરી લેવા ઉશ્કેર્યો. નળ અને પુષ્કર જુગટું રમ્યા. નળરાજા રાજપાટ હારી ગયો અને વનવાસ જવાનું થયું. દમયંતી તેની સાથે જવા તૈયાર થઇ, અને પોતાને જે બે બાળક હતાં, તેમને પિતાના પુરોહિત સાથે મોસાળ મોકલતાં શીખ દેવા લાગી. આ આખ્યાનનો વિભાગ ત્યાંથી શરૂ થાય છે.

૧—૨ બાહુંઆં (બાહુવાં) હલેતાં, માતાથી નહિ છુટાં પડેલાં એવાં.
૫–પેટ=પેટનું બાળક, છોકરું.

,,—૯ કોણ માથે ફેરવશે હાથ=કોણ વહાલભેર પંપાળી સંભાળશે.

,,–૧૦ તમારે ખોળે છે=તમારે આશ્રયે–તમારી સંભાળમાં છે.

,,–૧૫ અમ જોગીનો લે તપાસ=અમે જે જોગી=નિષ્કિંચન થયેલાં છીએ તેમની ભાળ કઢાવજો. આ કડવું કરુણ રસથી ભરપુર છે.

૨—૩ પડો વાગ્યો પુષ્કર પાપીનો–નળના પિતરાઇ પુષ્કરની નગરમાં આણ ફરી. પડો–पटह=ઢોલ. નવા રાજાની આણ–દુવાઇ પ્રજાને જાહેર કરતાં ઢોલ અથવા થાળી પીટવાનો રિવાજ છે. 'નગરપડો વગડાવીઓ.' શામળ.

,,—૮ પુણ્યશ્લોક=જેના નામોચ્ચારથી પુણ્ય થાય એવું. નળ, યુધિષ્ઠિર વગેરે મહાન્, પ્રજાપ્રિય અને ઉદાર રાજાઓ માટે આ વિશેષણ વપરાય છે.

,,–૧૪ પાય પંકજ પત્ર જેવા–ઉપમા અને ઉપમેય સાધર્મ્ય હોય ત્યાં ઉત્પ્રેક્ષાલંકાર થાય, તે અલંકાર આમાં છે. **पंकज+पत्र** =કમળ+પાન. રાતા કમળની પાંદડી જેવા લાલ ને સુકોમળ પગ એમ.

,,–૧૯ શ્યામા બેસ થઇને સ્વસ્થ—નાજુક જુવાન સ્ત્રી તે શ્યામા. અહિં દમયંતીને નળ શ્યામા ! શબ્દે સંબોધી નિરાંતે બેસવાનું કહી તેને માટે લાગણી અને અનુકંપા બતાવે છે.

૩—૭ અમૃતસ્રવિયા કર અબળાના–દમયંતીના હાથમાંથી અમૃત ઝરતું, એટલે નળે તળાવમાંથી કાઢીને આપેલાં ત્રણ મચ્છ તેના હાથના અમૃતથી સજીવન થઇ પાછાં પાણીમાં ઉડી પડયાં. ઇંદ્રના વરદાનથી એના હાથ–કરતલ અમૃત ઝરતા બન્યા હતા. જુઓ કડવું ૩૮ છેલ્લી ટુંક. મહાભારતમાં નળને વરદાન હતું, એમ છે.

૩–૧૨ ચોહોદશ–માછલાંને ચારે દિશાએ જોઇ શોધે અને આંખોમાંથી સ્વાતિ નક્ષત્રનાં જળબિંદુ જેવાં એટલે મોતી જેવાં ટપક ટપક આંસુ પાડે. જુની પૌરાણિક માન્યતા એવી છે કે, દરિયાની* છીપોમાં સ્વાતિનાં જે ફોરાં પડે છે તેનાં મોતી બંધાય છે. અહિં આંસુનાં બિંદુને મોતી થનારાં સ્વાતિબિંદુ સાથે સરખાવ્યાં છે.

,,–૨૨ શું આગ પેટમાં લાગી–પેટમાં આગ લાગવી=અત્યંત ભૂખ લાગવી. ૨૬ અણનેડી=વગર બોલાવા, અનામંત્રિત. ધાય–જાય.

૪–૧૧ સ્વયંવરમાંથી પાછા ફરેલા દેવતાઓએ મને વરદાન આપેલું છે તે આપ જાણો છો, અને હોતી વાત=હમેશ બનતી વાત છે, કે–'મારા હાથમાંથી અમૃત ઝરે છે તેથી માછલાં સજીવન થઇ ઉડી ગયાં.' નળને આ બધું વિદિત હોવા છતાં કલિની અસરને લીધે ધ્યાનમાં આવતું નથી.

,,–૧૬ ઉફરાંટી–અવળી. ૧૮ સ્વાદઇન્દ્રિયેં=ખાવાની–ભૂખની લલુતાએ.

,,—૨૨ નળ બેઠો કપાળે હાથ દેઈ=એક વસ્ત્ર હતું તે લઇને પંખી ઉડી ગયો તેથી નળ નિરાશ થઇ ગયો. કપાળે હાથ દેઇ બેસવું=નિરાશ થઇ જવું. પુરુષાર્થ નિષ્ફળ જતાં મનોભંગ થવું.

૫—૩ તીરથ ન્હાયે તેવાં શોભે–પંખી નળનું વસ્ત્ર લઇ ઉડી ગયા પછી દમયંતીએ પોતાના વસ્ત્રનો ઉપલો ભાગ નળને પહેરાવ્યો. સ્ત્રી પુરુષે એક વસ્ત્ર ધારણ કર્યું. એક વસ્ત્ર ધારણ કરવારૂપ બનાવને કવિએ અપ્રસ્તુત પ્રશંસાલંકારમાં ઉતારી તીર્થ સ્નાન કરતાં દંપતી જેવાં શોભે તેવાં વર્ણવ્યાં. દંપતીએ એક દોટી પહેરી તીર્થસ્નાન કરવું, એવો એક વ્રત સંપ્રદાય છે.

૫—૫ જંખજાળ—ઝાંખરાની ઝાડી–ઝાડવાંનો ગચુંબલો. દ્રુમ=ઝાડ.

,,—૮ મુખ જાણે પુનમનો શશી=પૂર્ણિમાના ચંદ્ર જેવું મુખ= ઉપમાઅલંકાર.

,,–૧૮ નઘટે બેસુ રહેવું મળી=સુ=સાથે. ૨૪ વહેર્યું=ફાડયું; કાપ્યું.

૬–૬૭ કલિ–મલિનવૃત્તિ દમયંતીને છોડી જવા તરફ અને પ્રેમવૃત્તિ સાથે રહેવા તરફ એમ બે વૃત્તિઓ ઉલટાસુલટી દિશાએ નળને ખેંચવા લાગી. હિંદોળો જેમ બન્ને સામ સામેની દિશાએ આવજા કરે તેવી નળની સ્થિતિ થઇ. વારિનિધિ સં. પાણીનો ભંડાર, સાગર.

,,–૧૦ સર્પ કંચુકીને તજે જેમ–વર્ષે અથવા અમુક કાળે શરીર ઉપરની ત્વચા જીર્ણ થતાં સર્પ તે આખી ને આખી ત્વચા ખોલ ઉતારી દે છે. મેં–મારે પણ સર્પ–જેમ ત્વચાની કંચુકી તજે છે તેમ દમયંતીને તજવી જોઇએ. ૧૨ વમન=સં.=ઉલટી. ૧૩ નેટ=નક્કી, જરૂર.

૬–૧૪ ઉવાટે દોડયો સાસોટ–શ્વાસભેર સીધો સડસડાટ આડે માર્ગે

ઉતાવળો ઉતાવળો જતો રહ્યો. ઉ–નહિ,=વાટ–રસ્તો. પગરવટ પડેલી ન હોય એવી ભૂમિપર થઇને જવું તે.

૭—૪ કળીએ ચરણ ધરણનાં ભૂસ્યાં–આડી વાટે રાજા દમયંતીને ઉંઘતી મૂકી નાસી ગયો, પરંતુ પછી તેને બહુ શોક થયો. પોતાને પગલે તે પાછો ફરે પણ દુષ્ટ કલિએ ધરણ–ધરણી ઉપર પડેલાં તેનાં પગલાં ભુંસી નાંખી પાછા ફરવાનો રસ્તો–નિર્વાટ=વાટ રહિત કરી નાંખ્યો. નળ વડને ડાળે વળગી દમયંતી સંભારી ખૂબ રડ્યો.

૭–૧૩ પાડે બરાડા બળે દવાડા–દવાડા–દવ, વનમાં વાંસ વગેરે એક બીજા સાથે ઘસાઇને થતી આગ. નળરાજા દમયંતીને સંભારી રુદન કરતા હતા, એટલામાં દવમાં બળતા એક નાગના બરાડા સંભળાયા. બરાડા–બૂમ–પોકાર–અહિં ફુફવાડા, દુઃખના શ્વાસનો અવાજ–હાંફ, એવો અર્થ લેવાનો છે. થાકી ગયેલી અને તરસે સુકાઇ ગયેલે ગળે દમયંતી આમ બોલતી હશે, એવું જાણી રાજા તે તરફ ગયો. દવમાં નાગ તરફડતો હતો તેને દયા લાવી બહાર કાઢયો, કારણ કે–વહ્નિ–અગ્નિએ તેને નહિ બાળવાનું વરદાન આપેલું હતું.

પ્રાક્તન–પૂર્વકાલનું, આગલું.

કુમાર–નાગ, સર્પ. કદ્રુ=નાગમાતા. કર્કોટક નામનો નાગ નળે દવમાંથી બહાર કાઢયો, તે તેને ડસ્યો. નળનું શ્યાઇ ગયું. નાગને ઠપકો દેતાં તેણે ખુલાસો કર્યો કે, યાથી તમને ગુપ્તવાસ કાઢવો ઠીક પડશે. નાગ શાપથી દવમાં બળતો હતો, તે અનુગ્રહાનુસાર પામી નળને અસલ રૂપ લેવાને કામ લાગે જતો રહ્યો.

૯—૭ અશ્વમંત્ર-ઘોડાની રક્ષા કરવી, પાળવા અને હાંકવાની વિદ્યા તે. ખેડું-ખેડવું=કાપવું; ખુટાડવું, ચાલવું. શત-સં. સો. જોજન-યોજન=ચાર કોશ-ગાઉનું માપ તે.

,,-૧૧ પ્રકાશી=મોટેથી. કો સમે પ્રકાશી જાણતા તેહ, ખુલી રીતે. ૧૫ સ્વયંપાક=પોતાને માટે પોતાને હાથે રસોઇ કરી લેવી તે, પોતે જાતે રાંધવું તે.

૧૦—૨ કદરૂપ=કુબડું, નહિ રૂપાળું. ૩ સુકૃત-સારું કામ.

,,—૬ બૃહદશ્વ-એક ઋષિ. વનવાસ નીકળેલા પાંડવો વનમાં બૃહદશ્વ ઋષિના આશ્રમમાં ગયા અને યુધિષ્ઠિરે પોતાના વનવાસ તથા દુઃખને માટે શોક કરવા માંડ્યો ત્યારે તેમણે રાજાને આશ્વાસન મળે, તે માટે નલોપાખ્યાન સંભળાવ્યું.

,, -૧૫ વલે=હાલત. ૧૭ સાવજ-વાઘ. ૧૮ વાહો છો=છેતરો છો.

,, -૧૯ હાંહાંજી જાઓ છો હાડ-છેલ્લો-લાગણી રહિત રસ્તો લેવો, નિષ્ઠુર થવું. ૨૪ અવેવ=અવયવ.

૧૧—૬ કર્મે વાળ્યો આડો આંક-કર્મે હદ કરી, અવધી, અતિશય. ૧૧ રસના=જીભ.

,, -૨૨ રાફ-રાફડો-સાપનું દર.

૧૨—૧ શૂકર, રોઝ, ચિકારડાં-શૂકર=ભુંડ, સૂઅર. રોઝ=ઘોડાના જેવાં જંગલી કમઅક્કલ હરણ. ચિકારડાં-છિંકારવાં=વારંવાર છિંકો ખાય છે તેથી છિંકારવાં કહેવાય છે. એ પણ હરણ છે.

૧૩—૨ પશુઅરિ=પશુ-જનાવરનો અરિ=દુશ્મન=વાઘ. ૬ કયહું=કહિં. ૧૨ રીર=બૂમ, ચીસ.

,, -૧૫ કંઠે બંધાઈ કાચકી=પાણી વગર, ઝેર કે રોગને લીધે અથવા ભય કે શોકને લીધે ગળાનો કાકડો જડ જેવો થઇ જવો તે.

,, -૨૧ વૈદભીને વિષ ચઢ્યું નહિ-અજગરે જાંગ લગી પગ ગળ્યો તેમ છતાં વાસવ=ઇન્દ્રના વરદાનને લીધે ઝેર ચઢ્યું નહિ.

૧૪—૧ વિષધર=અજગર. વ્યાધ=પારધિ=पापर्द्धि=પાપ કરનારો, હિંસક, શિકારી.
,,—૩ જગજીતવું=ફાવી જવું; ઉત્તમોત્તમ કાર્ય સિદ્ધિની પ્રાપ્તિ થવી. ૪ પ્રક્ષાલન=ધોવું તે. ૮ જીવાંતક=જીવનો કાળ=હિંસક, શિકારી, વ્યાધ.
,,—૨૨ વટેસારૂ=વટેમાર્ગુ—જમપુરના વટેસારૂ=મરવાને માર્ગે ચઢેલ. ૨૬ ઉવેખો=ઉપેક્ષા કરવી, નહિ ગણવું.
૧૫—૪ પારધી વેષમાં વરતો—પારધીની રીતે રહો. ૫ સદન—ઘર.
,,—૮ ધન્ય વિધાતા—અહોભાગ્ય. ૧૬ કમળાપત્ય=કમળા=લક્ષ્મી+પત્ય=પતિ=વિષ્ણુ. મધુસૂદન=મધુ=એક દૈત્ય—सुद्—સૂદન=મારવું—મધુને મારનાર વિષ્ણુ. ૧૮ મામ=મમત; પોતાપણું.
,,—૨૫ ભસ્મ થજો વ્યાધનું આપ=શરીર, કલેવર.
૧૬—૪ પાંગરો=ઝુલતી સેર, નાથણું. કેશનો પાંગરો ગુંથી ગ્રંથે=વેણીના બે ભાગ કરી તેની બે લટો ગુંથી લટકાય એવી સેરો બનાવી.
૧૭—૬ આજ રિપુને વહી જાય છે કૌતક કેરું પર્વ રે—હે નળ! આ પ્રમાણે થવાથી આપણા શત્રુઓને તો આપણી ફજેતી જોવાનો પર્વ—ઉત્તમ અવસર પ્રાપ્ત થયો છે. શત્રુ હસાવવા એ ઘટિત નથી.

૧૭—૧૨ ભૂપ રૂપને જાઉં ભામણે—હે રાજા! તમારા રૂપને વારી જાઉં છું.
૧૮—૬ દીઠે અડસેઠ વળે જાત્ર રે=પોતાના સ્વામી નળની એધાણી આપવા તેના ગુણ કથનમાં કહે છે કે તે એવા પુણ્યશાળી છે કે, જેમને જોતાં અડસેઠ તીર્થની જાત્રા વળે.
,,—૨૪ શાકિણી=સં—शाकिनी=અર્ધ દેવ જાતિની અથવા પિશાચ સ્ત્રી, દેવીની સખી—જોગણી.
,,—૧૭ વાંકી દષ્ટે=વિષયી નજરે.
૧૯—૭ ગજજૂથ=હાથીનું ટોળું. ૯ મેગળ=હાથી. ૧૧ કુત્સિત=નઠારું.
,,—૨૧ કૃત્સા=અશુભ કરનારી ડાકણ, દુષ્ટ—અશુભ પગલાંની પિશાચ સ્ત્રી.

૨૦–૧૩ ઢીમાં=મારથી માંસ સુજીને થયેલી ગડબો. ૧૪ સળ, સોળ–સોટી કે લાકડી વાગવાથી ચામડીપર પડેલો લાલ સૂજનનો આંકો.

૨૧—૫ પ્રભુતા તારા તનમાં રમે–શરીરાકૃતિપર પ્રભુતા=મોટાઇ–ખાનદાની દેખાય છે.

,,–૧૭ હવિષ્યાન્ન–હોમમાં વપરાતાં અન્ન–જવ, તલ વગેરે. ૨૦ આમાન=आमान्न–કાચું અન્ન.

,,–૨૨ હવિષ્યાન્ન જમે ને અવની સૂએ, દેહદમન કરી દિન ખૂએ=જવ વગેરે ખડ ધાન્ય ખાવાં. જમીન પર સુવું અને શરીર કષ્ટી કરવી એ વિયોગી–દુઃખાનું વ્રત ગણાય છે, તે પ્રમાણે દમન કરીને દમયંતી માસીને ત્યાં દિન ખૂએ=દિન ગાળતી. ખોવું=ગુમાવવું.

૨૨–૧૦ ભ્રાંત=શક, વહેમ.

,,–૧૨ પૃથ્વી જાશે રસાતાળ–અતિ બુરાઈથી પૃથ્વી પણ બુડી જાય એમ કહેવાની પરંપરા છે; તે પરથી દમયંતી પોતાના પર હારની ચોરી ચઢાવતી ઇન્દુમતીને કહે છે કે, આવા આળથી તો પૃથ્વી રસાતાળ–નીચેમાં નીચેના પાતાળમાં જતી રહેશે.

,,–૧૩ સ્વામીદ્રોહી પડે કુંભીપાક=યમ ભૂમિમાંનું એક નરકસ્થાન.

૨૩—૧ આંખ ભરવી=રોવું, રુદન કરવું. ચોરી કરવી આંખ ભરવી=સામાં ઓશિયાળાં કરવાં.

,,–૨૩ સંધાતી=સાથી. કરતુ=કર્મ.

૨૫—૮ માધવી, કેશવી=દમયંતીની બાળપણની સખીઓ.

૨૫—૪ જોગવટો=જોગીપણું. ૮ ક્ષિતિ=પૃથ્વી–ક્ષિતિફેરો છેક–પૃથ્વીના છેડા સુધી શોધ કાઢવાને સેવકો મોકલ્યા.

૨૬–૧૭ નીર આવે નેણું અષાડ=આશાડના મેઘની ધારાઓ વરસે તેમ, આંખમાંથી નીર–પાણી આંસુ પડે.

૨૭–૧૯ રાય ભર્યો અહમેવ=હુંપણું. હું રાજા છું, સમૃદ્ધ છું ને મને યોગ્ય એવું દાન આપું છું.

૨૯–૧૪ સુણી માસી ધરણીઢળી–દમયંતીની હકીકત જાણી તેની માસી ધરણી–પૃથ્વી અને ઢળવું=પડવું-જમીન ઉપર પડી ગઈ અર્થાત્ મૂર્છા પામી.

૩૦–૬ વસતું લેખ્યું વન–ગામ–શહેર નહિ પણ ઉજડ વન હોય એમ ગણ્યું.

,,–૧૧ તેણે દુઃખે=તે દુઃખથી.

,,–૧૮ ગોઝારી=ગૌહત્યારી.

૩૧–૧૮ એ। હસ્તી સાંકળ લાંગર્યા–લાંગરવું–બાંધવું, આંટીઓ દઇને જકડવું.

૩૨– દમયંતી પિતાને ઘેર આવી, કુટુંબી હરખ્યાં અને બાહુંઆં બાળ માતાને મળ્યાં; એટલો પ્રસંગ આ ૫૦ કડવામાં છે.

---

૩૪–૭ સાધુ પુરુષને સૂઇ ન રહેવું=સજ્જન–સચ્ચરિત પુરુષને=પુરુષે-વહેલા ઉઠવું ને પ્રભુ ભજવા.

,,–૧૪ અખિલ બ્રહ્માંડમાં એક તું–આ જ્ઞાન પદમાં એકેશ્વર દર્શાવ્યો છે અને જેમ હાર, કુંડળ અને કડાં વગેરે જુદે જુદે ઘાટે ને નામે ઓળખાતાં હોવા છતાં બધાંજ આખર સોના સ્વરૂપ છે તેમ શ્રીહરિ–પરમાત્મા જુદે જુદે અનેક નામ રૂપે લોકોથી ઓળખાતો–ભજાતો હોવા છતાં એકજ છે.

૩૪—૪ માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી–જ્યાં લગી આત્માનું તત્ત્વ જાણવામાં આવતું નથી ત્યાં લગી માવઠાની=કઋતુની શિયાળાની વૃષ્ટિની માફક બધું નકામુંજ છે એમ.

૩૪–૧૨ તત્ત્વ દર્શન વિના ચિંતામણિ જન્મ ખોયો–નરસૈં મહેતો કહે છે કે, જુદી જુદી અનેક વિધની સાધનાઓ કરવા છતાં તત્ત્વથી પરમાત્માને પિછાણ્યો નહિ તો, રત્ન ચિંતામણિ જન્મ=ચિંતામણિ=જે ઇચ્છીએ તે આપે એવું રત્ન, તેના જેવો જન્મ, તે ખોયો–એળે ગયો જાણવું.

,,–૨૦ તાળી લાગવી=એકજ વાતમાં નિમગ્ન રહેવું, એકજ તાને ભળતા રહેવું.

૩૪— નાગદમન–પૌરાણિક કથા એમ છે કે, યમુનાના ધરામાં કાળી નાગ રહેતો. તે કૃષ્ણ, ગોપકુમારો ને ગાયો વગેરેને જળપાન અને સ્નાનાદિ કરતાં પીડા રૂપ થઇ પડતો. આને દમવા–પીડવા માટે એકવાર ગેડીદડાની રમત રમતાં કનૈયાએ જાણી જોઇને દડો ધરામાં નાંખી દીધો, અને પછી દડો લઈ આવવાને મિષે તે ધરામાં પડયો. તે અંદર નાગ ભવનમાં પહોંચ્યો. નાગણીએ રૂપાળા બાળકને તે કેમ આવ્યો છે? એમ પૂછવા માંડયું તે પ્રસંગ 'નાગ-દમન' માં છે.

,,—૭ કોડીલો કોડામણો–હોંસી અને હોંસ કરાવવા જેવો મોહક; ૧૨ દોરીઓ=દોરો. રૂપાળો, વરણાગિયો.

૩૬—૨ મને મારો 'રામજી' ભાવે રે, અહિં 'કૃષ્ણજી' શબ્દ બેસત, બહુ યુક્ત ગણાય. કૃષ્ણાવતાર પણ વિષ્ણુનો છે અને વૈષ્ણવ ધર્મ વિષ્ણુભક્તિવાળો છે, એટલે શ્રીકૃષ્ણ પૂર્ણાવતારે મુખ્ય ગણાવા છતાં વિષ્ણુના અન્ય અવતારો પણ વૈષ્ણવોને આરાધ્ય ને પૂજ્ય હોવાથી રામ શબ્દ સાર્થ છે.

,,–૧૭ ચુંદડી ઓઢું ત્યારે રંગ ચૂવેરે, રંગબેરંગી હોય–સંસારમાં પડું તો સંસારના રંગમાં રહેવું પડે અને એ રંગ પાછો બેરંગી પણ થાય, પરંતુ જો કાળો કાંબળો ઓઢું તો તેને–દુજો=બીજો ડાઘ જ લાગે નહિ, અર્થાત્–વૈરાગ્ય છે તેજ અભય છે–પ્રપંચ ભયવાળો છે, તે મારે ન જોઇએ.

૩૭–૧૦ એક અખીણુ બીજો સંસારી રસ–અખો બડો વેદાંતી કવિ હતો. તેને વેદાંતનો સારો ઉંડો બોધ હતો, તે તેણે સહેલી અને રમુજી પણ ઠોકદાર ભાષામાં ગુજરાતને બોધ્યો છે.

,,–૨૧ ઉજડ ખેડે વાગ્યો ઢોલ–ખેડું=ગામ. નહોય ત્યાં જણાવવું તે. ભ્રમ–આભાસ પાછળ લોક દોડે છે એમ.

૩૧—૧ આંધળો સસરો ને શણગટ વહુ–કાર્ય કારણ સમજ્યા વગર

જ લોક ગતાનુગતિક રીતે દોડે છે, અર્થાત્ સસરો આંધળો હોય ત્યાં મોઢું દેખાવાનું કારણ નથી તેમ છતાં વહુ શણગટ–ઘુંઘટો કાઢયા કરે છે. ૨ આંખનું કાજળ ગાલે ઘસ્યું–કયાંની વાત કયાં લગાડી દેવામાં આવે તે. શ્રોતા ને વક્તા બેઉ આંધળે આંધળું ચલાવ્યે જાય છે અને તેમાંથી કંઇ તત્ત્વ–સાર મળતો નથી.

,, —૩ ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક–તત્વજ્ઞાન ગહન વિષય છે તેમાં કહેનારા અને સાંભળનારા તાત્પર્યાર્થ સમજે કે સમજાવી જાણે એવા હોતા નથી, એટલે ઉંડા કુવામાં ભરાયેલી બોખ–કંતાણની ડોઇ–કાણી–ફાટેલી હોવાથી ઉપર ખેંચી લાવતાં લાવતાં તો બધું પાણી વહી જાય છે અને કંઇ હાથ આવતું નથી. કથાવાર્ત્તાઓ વાંચનારા અને સાંભળનારાઓ જોઇએ તેવા ખંતી નહિ હોવાથી જ્ઞાન–તત્ત્વ સમજાતું નથી એટલે બધો વખત ને શ્રમ વ્યર્થ જાય છે, એમ કવિનું કહેવું છે.

,, —૭ મહાકવિ પ્રેમાનંદ કૃત સુદામા ચરિત્રમાંથી સુદામાની સ્ત્રી તેમને તેમના બાળસ્નેહી શ્રીકૃષ્ણને મળવા જવાનું કહે છે અને તે સંબંધી સ્ત્રીપુરુષ વચ્ચે વાદ ચાલે છે ત્યાંથી પ્રસ્તુત પ્રસંગ શરૂ થાય છે.

,, –૧૩ ખડધાન–સામો, કાંગ, ચણો વગેરે ખડ–ઘાસ–ઘાસિયા ધાન્ય કહેવાય છે. સુદામો કહે છે કે—જેવું કર્મ તેવું ફળ, જેવું વાવ્યું હોય તેવું લણાય. આપણે ખડધાન વાવ્યું છે તો પછી શાળ=ચોખા કયાંથી ખાઇએ ?

,, –૨૨ મારું જડ થયું છે મંન–સુદામાની સ્ત્રી કહે છે કે–દૈવ ઉપર આધાર રાખવો એ જ્ઞાન તો મને ગમતું નથી, અને મારું મન એની સામે જડ થઇ ગયું છે.

૪૦—૧ ઉખળે ધાલી ઓખણી–ઉખળે=ખાંડણીએ. ઓખણી=છડી, ખાંડી, તાંદુલ=ચોખા.

,, —૩ છોવાવું=અડકાવું, અપવિત્ર થવું.

,, –૨૧ ગરીબ–નિર્ધન–સુદામાને જોઇ લોક, સ્ત્રીઓ અને બાળક હસવા લાગ્યાં. મશ્કરીમાં કોઇ તેમને ઈંદુ=ચંદ્ર અને કોઇ કામ–બહુ સ્વરૂપવાન કહી ચેષ્ટા કરવા લાગ્યાં.

૪૧—૨ ઋખી–ઋષિ. યજુર્વેદીઓ ष ના ख ઉચ્ચાર કરે છે તે પરંપરાને લીધે પ્રાચીન સાહિત્યમાં ष ને ख તરીકે લખવામાં આવે છે.

,, –૨૪ તળાંસવું=ચાંપવું, દબાવવું.

૪૨—૨ પિંગળ=પીળું. ૧૬ કંદર્પ=કામદેવ. ૨૧ આંસુ શ્રાવણને વરે= કૃષ્ણને જોઇ શ્રાવણે જેમ નેવ ટપકે તેમ સુદામાને હરખનાં આંસુ આવ્યાં.

૪૨–૨૪ ઋષિજી લીધા હૈડા સાથરે=હૃદયે ચાંપ્યા.

૪૩—૬ વાંકાબોલાં–મશ્કરીખોર, ટોળી, ઠઠ્ઠાબાજ. ૮ સાંધો=પીઠી, ઉપટણું.

,, –૧૪ ચમર કરે ચક્રપાણિ–ચમર=હિમાલયમાં ગુચ્છાદાર પુંછડાવાળી ગાયો (યાક) થાય છે. તેના ધોળા લાંબા વાળની ચમરી બને છે. ચક્ર+બહારની બાજુએ ધારવાળું ચકરડા જેવું હથિયાર. પાણિ=હાથ. ચક્ર નામનું હાથિયાર જેમના હાથમાં રહે છે તે–વિષ્ણુ.

,, –૨૩ હરિ બ્રહ્માદિકને નાપે=હરિ=વિષ્ણુ–બ્રહ્મા આદિ દેવોને પણ નાપે–ન આપે, કવિતામાં ન–ના સાથે આગલો સ્વર મેળવી દેવામાં આવે છે; સખી નાથ નમેરો નાવ્યો.'

૪૪–૧૭ આપણ સુતા એક સાથરે–સાથરો=ઘાસનું બિછાનું.

,, –૨૨ ખોડ=મોટું અને જાડું ઝાડનું થડ.

૪૫–૧૧ અઢળક ઢળવું=બહુ મહેરબાની કરવી; બહુ નમવું. 'મારો વ્હાલો અઢળક ઢળિયા રાજ, સમ ખાય શામળિયો.'

,,–૧૬ ભવની ભાવટ=આખા જન્મની પીડા–સંતાપ. 'ભવની ભાવટ ભાગે છે.'

૧૮ ઓડવું=આડે ધરવું, વારવું.

,,–૨૪ ભરમ ભાંગવો=રહસ્ય–છાનું ઉઘાડું–જાહેર કરવું; ભારમાં દાબ્યુંદુબ્યું હોય તે ખુલ્લું કરવું.

૪૬—૫ પારસ કે રત્ન–એવી તે કેવી કિમતી ભેટ છે, એમ જાણી તેને પારસમણિ કે રત્ન તુલ્ય માને છે. પારસમણિ માટે એમ કહેવાય છે કે, તે લોઢાને અડે તેનું સોનું થઇ જાય.

,,–૧૯ ઉડી છાપરી આકાશ–શ્રીકૃષ્ણે ભાવથી સુદામાના તાંદુલ મોંમાં મૂક્યા એટલે પણે સુદામાપુરીમાંની ઝુંપડી આકાશમાં ઉડી ગઇ ને તેને ઠેકાણે મહેલ બંધાઈ ગયો. બીજે બૂકે=કોળીએ મહેલને યોગ્ય વૈભવ થયો, વગેરે.

૪૭— જસોદા વિલાપ–આ નાગદમનમાંનો પ્રસંગ છે. શ્રીકૃષ્ણે યમુનાના ધરામાં ઝંપલાવ્યું તે સમાચાર ગોપ બાળે ગોકુળ મોકલ્યા ત્યારે જસોદાજી ધરાપર આવીને વિલાપ કરે છે, તે પ્રસંગ. કાલિંદી=જમના; નીપનો=નીપજેલો, ૧૭ હીસી વિયોગે હીજરાઇ હીજરાઇને.

,,–૨૪ મખાંતર=મિષ, બહાનું.

૪૮—૩ કટક=લશ્કર. ૫ નાંધડિયા=નાના, બાલુડા.

,,–૨૦ અજાતણાં જૂથ મળિયાં, પંચાનન મળિયો એક=અજા–બકરાં–જૂથ=ટોળાં. પંચાનન–સિંહ. ૨૫ મદનમનોહર=મદન કામદેવના જેવા મનોહર=મન હરી લે એવા–અતિ રૂપાળા, રઢિયાળા.

૪૯–૧૧ હાકે ઈન્દ્રનું જાયે ઓસાન–બાણુની હાક વાગતાં ઇન્દ્રની હિંમત પણ હઠી જાય. ઓસાન=હિંમત, હામ. ૨૪ મૌઅર= **मौरजिक-मुरज** ઉપરથી, મોહર. વા ફુંકીને વગાડવાનું વાદ્ય, મોરલી. વાદીઓ આ વાદ્ય રાખે છે. મણિધર=સાપ. મૌઅરનો સૂર સાપને બહુ પ્રિય હોય છે. એમ કહેવાય

છે કે, એક જાતના મોટા સાપને માથે મણિ–ચકચકે એવું ભીંગડું હોય છે.

૫૦—૮ પડતાળ્યા–ઝાપટયા, સામા માર્યા. **प्रति+ताड्**=સામે ઠોકવું–મારવું. ૧૦ લઘુ=નાનો. કેસરી=સિંહ. અનિરુદ્ધને નાના સિંહની ઉપમા આપી છે. ૧૪ ઉકળી=ગરમ થઇને.

,,–૧૭ આયુધ+ધારા=ઝડી, ઉપરા ઉપરી ધારની માફક પડવું તે

૨૦ હલકાર=ધસારો, જોરથી આગળ વધવું તે.

૫૧—૧ કોઇને હણ્યા ભોગળને ભડાકે–ભડાકો–વેગવાળો પ્રહાર: ઝાટકો, સપાટો. કેટલાકને–ભોગળ=બારણાની આડી–મોટું ઝુધું, તેને વેગવાળે પ્રહારે મારી નાંખ્યા.

,,—૬ ભડ=**भट्ट**=યોદ્ધો, બળિયો. ભડ ગાજ્યોને પડયું ભંગાણ. વૃત્યનુપ્રાસ છે. એક સ્થાન ને સમઉચ્ચારના શબ્દોવાળી રચના તે. દદામું=**डिंडिम**=સૈન્ય પ્રયાણ વખતે મોંખરે વગાડવાનું ઢોલ–નોબત.

૧૪ સહસ્રહાથ=બાણાસુર.

૫૨—૭ ઝુઝે=લડે. ઝુઝવું=જુધ કરવું.

૫૩–૧૧ મોર=શિરોમણિ, મુગટ. ૧૩ અડવાણું=પગે ઉઘાડું.

૧૬ અલખત=લક્ષ્મી, સમૃદ્ધિ.

૫૩–૨૩ અગમનિગમ—**आगम**=શાસ્ત્ર+**निगम**=વ્યવહારનું શાસ્ત્ર, ન્યાયસિદ્ધ વિચાર તે; શાસ્ત્ર અને વ્યવહાર વગેરે જાણવાપણું. શાસ્ત્રાનુસાર વર્તવાનું જાણપણુ.

૫૪–૧૬ દિનરેણુ=દિવસ ને રાત–રાતદહાડો–હમેશ.

૫૫—૧ ઠાઠમાળ–ઠાઠ; ઘણા દાગીના વગેરેનો ઘચુંબલો કે ભરાવ. ૨ આળપંપાળ.

,,–૨૬ આણીઝેર=દ્વેષ લાવી.

૫૬—૫ મીરાં મળવાનું કહાવ્યું–મીરાંએ. ૬ સવારું=ઝટ, વહેલું–સમજાયું.

૫૭—૧ સોહોર=સૂર, અવાજ, ઘોર. ૫ સાંસરું=આરપાર. ૧૭ ગતવિહીણાં=વિહોણાં.

૫૮–૧૫ તેને કોણ મારી શકે–ચાખી શકે. ૨૦ નિભાડો=માટીનાં વાસણ પકવવાની ભઠ્ઠી.

૬૦–૧૬ લખચોરાશી કેરું લગડું, તાણી માથે લીધુંજી. તાણી પીઠે લીધુંજી–ગધેડાની પીઠની બેઉ બાજુએ ઝુલતું રહે એવું માલ ભરવાનું સાજ તે લગડું–પીઠની બન્ને બાજુ રહે એવી ગુણ –ઝોળી. લાકડાના ચોકઠા વચ્ચે ગુંથેલી જાળીદાર ઝોળી.

૬૧—૭ ઝંપલાવવું=આંખો મીચીને પડવું. ૮ અર્જુનને. ૧૨ થઇ ગર્દ=ગુલતાન, એકરસ. બ્યુગલ=તતુડું, રણતુર. અંગ્રેજી શબ્દો નર્મદના વખતથી સાહિત્યમાં દાખલ થયા.

૬૩—૮ છીપતણાં સંતાન=મોતી.

૬૩—૯ ગાંધર્વ તેના ગુણ—ગાય–ગાંધર્વ દેવલોકના ગવૈયા. તેનાં ગુણ ગાન ગાય.

૬૪—૮ રવિદૂત=અરુણ.

૬૫–૨૨ ઉરપારો–મનરૂપી પારો, વિગુણ=વિપરીત ગુણવાળું–નહિ સમગુણનું એવા ચિત્તસ્થલમાં સ્થિર થાય નહિ એમ.

૬૬—૨ વિનિમય–અદલોબદલો, આપ લે.

૬૭–૧૧ નિષ્કૃતિ–છુટકો, મુક્તિ. ૧૫ હૃદયશલ્ય–અંતરનો ખટકો. શલ્ય–બાણ, ફાંસ. ૨૩ પંચત્વ પામ્યા–મરણ પામ્યા.

૭૫—૫ મોહતી–મોહ પામતી.

૮૦—૯ ત્યારે પ્રભુતા સંચરશે=ત્યારે મોટાઇ આવશે.

૮૧—૪ પ્રેમના પાત્રો=પ્રેમીઓ.

,,—૮ નિમંત્રણ=નોંતરાં, આમંત્રણ.

,,—૮ અનાદર=**अन्+आदर**=સંમાન નહિ દેવું તે, અવગણના.

,,—૧૧ સુહૃદ=મિત્ર, દોસ્તદાર.

,,—૧૨ બાહ્ય પ્રેમી=ઉપરચોટિયા, દેખાડો કરનારા.

,,—૧૬ પ્રતીતિ=ખાતરી.

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૨ | માર | મારાં. |
| ૪ | ૨૦ | અધેરા | આધેરા. |
| ૬ | ૨૨ | ફરી | ફરી. |
| ૭ | ૧૪ | લાહ | લોહ. |
| ૮ | ૧૭ | કુદ્દુકુમાર | કદ્દુકુમાર. |
| ૧૦ | ૩ | આએ | ઓએ. |
| ૧૦ | ૧૪ | કમ | કેમ. |
| ૧૨ | ૧૯ | આસુએ | આંસુએ. |
| ૧૬ | ૬ | કાંતક | કૌતક. |
| ૧૭ | ૬ | અજ | આજ, |
| ,, | ,, | કરું | કેરું. |
| ૨૦ | ૧૭ | ઉલ્લસીરે | ઉલ્લાસીરે. |
| ૩૦ | ૧૩ | સથરોરે | સાથરોરે. |
| ૩૩ | ૯ | સભાવવા | સંભાવવા. |
| ૩૭ | | આખો | અખો. |
| ૪૮ | ૧૯ | તરા | તારા. |
| ૪૯ | ૧૨ | ચાક | ચાકે. |
| ,, | ૧૪ | બ્હતો | બ્હીતો. |
| ૫૦ | ૨ | પે | પેખી. |
| ,, | ૧૭ | કરસી | ફરસી. |
| ૫૨ | ૬ | ક્રીચક | કીચક. |
| ,, | ૧૩ | પાળ | પાળે. |
| ૫૫ | ૫ | માતનરે | માતનેરે. |
| ૫૬ | ૨ | સરણુ | સરખું. |

| | | | |
|---|---|---|---|
| ,, | ૩ | પ્રેમ | પ્રેમે. |
| ,, | ૧૯ | હૃદયના | હૃદયની. |
| ૫૮ | ૨૦ | માજારી | માર્જારી. |
| ,, | ૨૩ | પારધ | પારધિ. |
| ૬૧ | ૧૭ | સિંકદર | સિકંદર. |
| ૬૪ | ૪ | ઠરીયે | ઠરીને. |
| ,, | ૬ | ભાગવે | ભોગવે. |
| ૭૨ | ૧૩ | નિઃશક | નિઃશંક. |
| ૭૩ | ૪ | દ્રુતવિલંબિત | દ્રુતવિલંબિત. |
| ૭૪ | ૧૦ | વાદળા | વાદળી. |
| ૭૮ | ૧ | રંકધરે | રંકઘરે. |